# હિંદ-સેવા




સંગ્રહ કરી છપાવનાર,

**ધીરજલાલ રણછોડદાસ ઠે. કરજણ**

આવૃતી ૨ કી. ૦-૧-૦ પ્રત ૫૦૦૦.

સંવત ૧૯૭૯ સને ૧૯૨૨ કુલ પ્રત ૧૦૦૦૦

અમદાવાદ-કાળુપુર ટંકશાળમાં સૂર્ય પ્રકાશ

પ્રીન્ટીંગ પ્રેસમાં મુળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું.

# હિંદ-સેવા.

## ગીત ૧ લું.

### સ્વરાજનો પાયો.

ભારત કે શોભાનુરે સ્વદેશ ધન છે છાનુરે
બાપુ તારો રેંટીઓ હોજી.
એ ચરખાથી છે આપણા હિંદનો ઉદ્ધાર
ભારત કેરો ભાનુરો સ્વદેશ ધન છે છાનુરે,
હો મારો રેંટીઓ હોજી.

સાખી.

હેતનું નુરને પુણીનું છે પુર એ ચરખે છે
સાહુ શ્રીમંત મજુર ફરક ફરક
ફરતો રે બાપુ તારો રેંટીઓ હોજી.

સાખી.

ત્રાક ફરે તોપો હઠે પંખો કરે પોકાર
હિંદી કાંતો રેંટીઓ દેશત ણો ઉદ્ધાર
અંધારાનો દીવોરે જુગ જુગ જીવોરે
બાપુ તારો રેંટીઓ હોજી.

## ગીત ૨.

### પ્રભુ પ્રાર્થના

કરો રક્ષા વિપદ માંહી, ન એવી પ્રાર્થના મારી;
વિપદથી ના ડરૂં કોદી, પ્રભો ! એ પ્રાર્થના મારી
ચહું દુઃખ તાપથી શાંતિ, ન એવી પ્રાર્થના મારી,
સહુ દુઃખો શકુ જીતી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
સહાયે કો ચઢી આવી, ન એવી પ્રાર્થના મારી;
તુટો ના આત્મબળ દોરી, પ્રભો એ પ્રાર્થના મારી.
મને છળ હાનીથી રક્ષો, ન એવી પ્રાર્થના મારી;
ડગું ના આત્મ પ્રતીતિથી, પ્રભો એ પ્રાર્થના મારી
પ્રભો ! તું પાર ઉતારો, ન એવી પ્રાર્થના મારી;
તરી જાવા ચહું શાક્ત, પ્રભો એ પ્રાર્થના મારી.
તું લે શિર ભાર ઉપાડી, ન એવી પ્રાર્થના મારી;
ઉઠાવી હું શકું સ્હેજે, પ્રભો એ પ્રાર્થના મારી.
સુખી દીન સ્મરૂં ભાવે, દુઃખી અંધાર રાત્રિએ;
ન શંકા તું વિષે આવે, પ્રભો એ પ્રાર્થના મારી.

## ગીત ૩.—ગઝલ.

સહોદર હિંદના જાયા, મુકો કાં માતની માયા
નહીં અભડાવશો કાયા, વિદેશી વસ્ત્ર પહેરીને
કૃપાળુ કાં કટારીથી ચીરો છો માતની છાતી
પીલો કાં હિંદને પગથી વિદશી વસ્ત્ર પહેરીને

જનેતા કાં કરો ખાતી, દીયો કાં જીવતી દાટી
ભલા થઈ ના થશો ઘાતી, વિદેશી વસ્ત્ર પહેરીને

ધુઓ કાં ધર્મને ધુળથી, ઉખેડો વૃક્ષ કાં મૂળથી
વિંધો કાં ગાયને શૂળથી વિદેશી વસ્ત્ર પહેરીને

ચલાવ્યા પેટ ભર જેણે ઘસાવ્યા નાક પણ જેણે
હજુ શું પોષશો તેને વિદેશી વસ્ત્ર પહેરીને

ભૂખે માર્યા હજારોને, તજાવ્યા દેશ લાખોને
કર્યા નાગા કરોડોને, વિદેશી વસ્ત્ર પહેરીને

કરાવ્યા ઝુંપડા ખાલી, દીધા છે ગામડા બાળી
સુકાવી ભૂમિ હરિયાળી, વિદેશી વસ્ત્ર પહેરીને

શરીર વેચ્યાં વિદેશીને, જીવન વેચ્યાં વિદેશીને
શિરે વેઠયા વિદેશીને, વિદેશી વસ્ત્ર પહેરીને

હકુમત હિંદની ખોઇ સલામત છે નહીં કોઈ
ગુલામીમાં રહ્યા મોહી, વિદેશી વસ્ત્ર પહેરીને

અહો મુજ મા જણ્યા શાણા, પુછું છું. શું થશો પાણી
ખુટયા નાણા અને દાણા વિદેશી વસ્ત્ર પહેરીને

દયા માગે દયા માગે, જનેતા જળ ભરી આંખે
અઘોરી એકલા ઉંઘે, વિદેશી વસ્ત્ર પહેરીને

રસાતળ જાય છે માતા, અહો મુજ બંધુ તમ બેઠા
શરીરને ના કરો એઠા, વિદેશી વસ્ત્ર પહેરીને

અહો સેવક અહો પોષક, અહો શિક્ષક અહો રક્ષક
થશો ના બાંધુના ભક્ષક, વિદેશી વસ્ત્ર પહેરીને

તજી ખાવણુ જનેતાનું, પીચો કાં પય સૂયાણીનું
કરો કાં ઝેર અમૃતનું, વિદેશી વસ્ત્ર પહેરીને
નવસ્ત્રાં છો પડે ફરવું, નમાયાથી ભલું મરવું
કહો સૌ કે નથી જીવવું, વિદેશી વસ્ત્ર પહેરીને
ચહો જો ધર્મની દિક્ષા, ચહો જો દેશની રક્ષા
મને દ્યો આટલી ભિક્ષા, વિદેશી વસ્ત્ર છોડીને

## ગીત ૪—ગરબો.

સ્વરાજ લેવું રહેલ છે—એ રાગ.

પરદેશી કાપડ છોડો ને સુંદર ખાદી પ્હેરો—મારી બ્હેનો
ગાંધી છોડાવવા રહેલ છે.

ભભકાને ફેશન છોડો, જાડી ખાદી પણ પ્હેરો—મારી૦
આળસ પરનિંદા ત્યાગો, રેંટીયા શું પ્રીતિ બાંધો—મારી
ખાદીની ધુન લગાવો, ખાદીનું તાન જગાવો—મારી૦
ખાદી તાકા લઈ ફરજો સૌને તમ જેવા કરજો—મારી૦
ઘરમાં સોને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો—મારી૦
વીવા કે મરણા ટાણે, ખાદી વાપરજો કાણે—મારી૦
શાળા સરકારી નમાલી, છોડાવો એની ગુલામી—મારી૦
વણુનારો તાણો વાણો, અત્યંજને બંધુ જાણો—મારી૦
શાળામાં ચાલે કો પહેલા, પા રૂ પીઓ આપી વહેલા—મારી
પહેરા ખોટી છોડો, પામર બંધનને તોડો—મારી૦

## ગીત ૫—ગજલ.

અમે લીધી ફકીરી આ, અમારી જીવને કાજે
જગતની દરકની ધુણી, અમારા નામને માટે
અમે સૌ નામને માટે, લીધી વરવી હવે ઝોળી
અમોને તો નસે નસમાં, બુરો નિસો બધે વ્યાપો
અમૃત સમ સુખ ત્યાગીને, કટુ સમ ઝેરને પીધા
હમારા નામને માટે, લડીસું સીરની સાટે
વીચરસું સત્યની વાટે, અમારા નામના માટે
સત્ય આ વચનને કરવા, નથી કાંઇ પ્રાણની પરવા
હમો બેઠા નથી ડરવા, અમારા નામના માટે
અમારા હક હવે લઈશું, સુખો સૌ નીમથી થઈશું
બધો પ્રતાપ પ્રભાનો, ભલે તેમાં ડરીશું નહિ
જુઠી મોહ જાળને તોડી પ્રીતિ સૌ નામમાં જોડી
કહે રવીરામ કરજોડી, ભલે તેમાં થવાનું શું.

## ગીત ૬.—ફેશનબાઇનો રાજીઓ.

(રાગ મરાસીઓ.)

હાય હાયરે બ્હેનો કહું તે સાંભળો, એ ટેક.
મજા માનો પોલકાં પહેરી, થયો માલ વિદેશી વેરી;
જાણુ થતાં હવે ખુબ ઠેરીરે. હાય હાયરે.
વિદેશી બંગડીઓ આવી, દેશ નાંખ્યો બધો આ તાવી,
ભુંડી ભુલ હવે શીખાવીરે. હાય હાયરે.

સપાટે ઝપાટા દીધા, ભીખ માગતા હિંદને કીધા;
દોરી લોટા તમે હાથ લીધારે. હાય હાયરે.

હોળી થઇ ચોળીથી જાણી, ધર્મ ઉપર ફેરવ્યું પાણી;
ધોળે દીએ લક્ષ્મી તાણીરે. હાય હાયરે.

સુંદર વેણી ફેંણુજે માંડી, ઘેલી ગુજરાત આ છેક રાંડી;
બીડી ફુંકવા હાથ રહી કાંડીરે. હાય હાયરે.
વિદેશી માલે ડંક દીધો. ભીખ માગતો દેશ આ કીધો;
ભુંખ રસ્તો મસાણનો સીધોરે. હાય હાયરે.

આવ્યા વસ્ત્ર ઝીણાં જેમ જાળી, પવન ખાવા મુકે જેમ બારી;
નગ્ન જેવાં એમ લાજ બાળીરે. હાય હાયરે.

તમે ગાઢિ સાડીઓ પહેરી, રંગ લાલ ગુલાબી ઘેરી;
વધ્યા જારી હતા જે લ્હેરીરે. હાય હાયરે.
જેને દેખી રાજાઓ ધ્રૂજે સતી માની મોટાઓ પુજે
એ દશા માઠી બહુ ખુંચેરે, હાય હાયરે.

સિદ્ધરાજ, જેસીંગ વીર જેવા, દુર હઠયા રાણકથી દેવા,
હવે રહ્યા બંગડીના હેવારે. હાય હાયરે.
પર પુરૂષને કર શુભ દેવો, એ બંગડીનો લ્હાવ લેવો,
એથી બળ્યો જન્મ આ એવોરે. હાય હાયરે.

બ્હેનો ચૌટે ચકલે ચાલી, શીલ જતાં દશા આ ખાલી,
વિદેશી બંગડીઓ ઘાલીરે. હાય હાયરે.
વાડીલાલ તણી શીખ માની, બની જાઓ બહેનો શાણી,
હિન્દને ફેશનથી છે હાણીરે. હાય હાયરે.

## ગીત ૭.

**સ્વામી સુણોને મારી વિનતિ રે લોલ—એ રાગ.**

વ્હાલા સુણોને મારી વિનતિ રે લોલ,
ખાદી પહેર્યાની મને હોંશજો—વ્હાલા

લાવી દીયો સાડી મને રે લોલ,
ઘાઘરાને પોલકાની જોડજો—વ્હાલા.

મંદિર જતાં પ્રભુ દર્શને રે લોલ,
પ્હેરીશ ખાદીના વસ્ત્રજો—વ્હાલા.

નદીએ કુવે પાણી જતાં રે લોલ,
પ્હેરૂં ખાદી પટકુળજો—વ્હાલા.

વીવા ટાણે મહા હર્ષમાંરે લોલ,
ખાદી વધારે હર્ષજો—વ્હાલા.

મરણા ટાણે મહા શોકમાંરે લોલ
ખાદી હઠાવે શોકજો—વ્હાલા

ખાદી પ્હેરે પૈસો બચેરે લોલ,
ખોટું ગુમાન ટળી જાયજો—વ્હાલા

ખાદી પ્હેર્યાથી ચાલશેરે લોલ
વિધવાનો રેંટીયો રોજજો—વ્હાલા

ખાદીમાં ખાનદાની ખરીરે લોલ,
લાખોને ફાયદો થાયજો—વ્હાલા

વણાનો ધંધો ચાલશેરે લોલ,

આબાદ ગામડા થાયજો—વ્હાલા
ખાદી ચિંતામણી રત્ન છેરે લોલ,
પૂરે બધાના કોડજો—વ્હાલા

## ગીત ૮—મહાત્મા ગાંધીજીનો ભેખ.

( લાગી લગન મને તારી......એ રાગ. )

તે મને માયા લગાડી રે આશ્રમના જોગી....તે મને
સાબરમતીને તીરે આશ્રમ બાંધ્યો બાવા

ખાદી સરવેને પહેરાવીરે.......આશ્રમના જોગી
ધોળી ટોપીની જમાત બહુ શોભે બાવા

સ્વરાજ બંસી બજાવીરે....આશ્રમના જોગી
હિંદ આખામાં હાક વગાડી બાવા

પ્રજાને હુંગતી જગાડીરે....આશ્રમના જોગી
પ્રજાના સુખ માટે ભેખ ધર્યો છે બાવા

લંગોટી અંગે તે સોહાવી...આશ્રમના જોગી
બ્રીટીશ સૈન્યને સ્હેજે હઠાવે બાવા

રેંટીયો ચક્ર ચઢાવીરે...આશ્રમના જોગી
ગરીબને ધન્યવાન બનાવા બાવા

સાધન રેંટીઓ સીખાવોરે...આશ્રમના જોગી
મંત્ર ખાદીનો બંસીમાં વાગે બાવા

ચિત્તને પ્રેમી બનાવીરે...આશ્રમના જોગી
હિંદ આખો એજ નામ જપે છે બાવા

બારે ભભુતી ભભરાવીરે.......આશ્રમના જોગી

ખાદી નગર શુદ્ધ ખાદીનું બાધ્યું બાવા
કોંગ્રેસ ત્યાંતો ભરાવીરે.......આશ્રમના જોગી

સંવત ઓગણી છઠોતેર સારી બાવા
માગશર વદી દ્વાદશીરે........આશ્રમના જોગી

દેશો દેશની રૈયત આવી બાવા
આનંદ અંગ ના સમાઇરે........આશ્રમના જોગી

દીન આઠ અંગે ઉમંગ ન માચે બાવા
પૃથ્વી આનંદે છવાઇરે........આશ્રના જોગી

હીંદુ ભાઇઓને વીનતી કરૂં છું વાલા
ખાદી પહેરજો સુખ માનીરે.......આશ્રમના જોગી

હીંદ માતા પરાધીન પડી છે ભાઇઓ
મુક્ત કરો રેંટીઓ ફીરાવીરે........આશ્રમના જોગી

હીંદુ મુસલમીન એકજ થાવો ભાઇઓ
સ્વરાજ લેવામાં જશો ફાવીરે........આશ્રમના જોગી

બેઉ કરજોડી અરજ કરૂં છું ગાંધી
પ્રભુ આશ પુરે તમારીરે........આશ્રમના જોગી.

## ઐકયતા. ગીત ૯—ગઝલ.

ખુદા નહીં ખુદ હે આદમ, મગર વો નુર ખુદાઈ હે
કભી હો હિંદુ યા મુસલીમ, નહીં ઈસમેં જુદાઈ હે
પઢે કુરાન યા પુરાણ, અવસ્તા યા પઢે ઈન્જીલ

સભીકી રાહ એકી હૈ, નહીં ઈસમેં જુદાઈ હૈ
પુકારે રામ યા રહેમાન, અગર વિષ્ણુ યા બિસ્મિલ્લાહ
હરી હકતાલા એકી હય, નહીં ઈસમેં જુદાઈ હે
નિમાજો કાશી યા કાબા, મંદિરમેં યા મસ્જિદમેં
જુદાઈ ઇસમેં નહિ સમજે, વોહી ઇન્સાં ખુદાઇ હૈ

## ફેશન દેવીનો પોકાર. ગીત ૧૦ (ગઝલ.)

અરેરે હિન્દ સંતાનો, ભુલ્યા શું ભાન ફેશનમાં;
અરે સાથી સુધારાના, ફસાયા કેમ ફંદામાં.
રહ્યા છો શું મને વળગી, ધરીને હર્ષ અંતરમાં;
રડાયા હિન્દ ભુમીને, રહી છું હિન્દ ભૂમીમાં.
ખરાબી હું અતી કરવા, તમારા દેશમાં આવી;
ખુવારી હિન્દની કરવા, સુધારો સાથમાં લાવી.
સુધારાના થઇ સાથી, અતી આનંદ માનો છો;
સુધારાના બની સાથી, તમે શું હર્ષ પામો છો.
સુધારો ઘર વિષે ઘાલી, તમે શું ફાયદો દીઠો;
સુધારો હિન્દમાં દેખી, જુવો વરસાદ પણ નાઠો
સુધારો હિન્દમાં આવી, ફજેતી કીધી છે પુરી;
તમારી હિન્દ ભુમીની, દશા તો બેઠી છે બુરી.
તમો તો એમ માનો છો, સુધારા સર્વ સારા છે;
અરે ઓ હિન્દ સંતાનો સુધારા એ કુધારા છે.
રહેશે હિન્દમાં ફેશન, ખુવારી ત્યાં સુધી થાશે,

નીહાળી દાસ ફેશનના, વીદેશે લક્ષ્મી જાએ છે.
તમારા હિતને માટે, વીદેશી મોહને છોડો;
તમારા દેશને માટે, સ્વદેશીમાં પ્રીતિ જોડો.
કરીને હોળી ફેશનની, વાદેશે કીર્તિ ઝળકાવો;
બની ખાદી થકી સુંદર, તમારો દેશ શોભાવો.

ગીત—૧૧

દારૂ તાડની દીવાનીમાં ડુબી હિંદુસ્તાન
છોડો હવેતો ખુદ વળીઓ હિંદુ મુસલમાન
શું સ્વાદ હશે એ મીઠા કંઈ લાજ વિનાના દીઠા
શોધે દારૂના પીઠા રે ઓ હિંદુ મુસલમાન
કંઇ લથડીઆઓ ખાતા કોઈ નગ્ન વળી દેખાતા
છતાં નથી સરમાતારે ઓ હિંદુ મુસલમાન
કંઈ નાતવરો જો આવે તાડીનાં ઘડીઆં આવે
પછી પંગતમાં પીરસાવેરે ઓ હિંદુ મુસલમાન
કાળી દુબળાને ઘાંચી ખતરી ગોલને માછી
પીતા તે ઢીચી ઢીચીરે ઓ હિંદુ મુસલમાન
ઉગ્ય રવિના કીરણે સખ્ત મજુરી કરતા
પીઠામાં પૈસા ભરતારે ઓ હિંદુ મુસલમાન
ગુલામી ક્યારે છૂટે દારૂ પીવાનો જો
આ ગુલામી છૂટે રે ઓ હિંદુ મુસલમાન

જે પાપ જેમાં ગણાતા તેમાં મદદ શું કરતા
દેશના દ્રોહી થાતારે આ હિંદુ મુસલમાન
દારૂ તણા દિવાના રહેશો કફન વિનાના
વળી સ્થિર નહિ ઠરવાનારે આ હિંદુ મુસલમાન
કોઇ ભાડ મુખથી બોલે ગાંડાની માફક ડોલે
ઇજતના પડદા ખોલેરે આ હિંદુ મુસલમાન
બબબ કરીને બકતા નિશામાં લવરી કરતા
રખડેલ સમ રવડતારે આ હિંદુ મુસલમાન
મા બેન વહુ અને દીકરી આંખે કદી નવ જોતા
મનમાં આવે તે બકતારે આ હિંદુ મુસલમાન
આ ભ્રાત ભગીની મારા વ્યસન એ નઠારા
મનુ કહે નીસાથી રહો ન્યારારે આ હિંદુ મુસલમાન

## ગીત ૧૨.

રઘુપતિરામ હૃદયમાં રહેજો રે—એ રાગ

સુણો બ્હેની આ સમે શીખ સારીરે
સુખ સાચું છે સાદાઇ માંહી—સુણો
મોજશોખને વૈભવ છોડોરે
દેશસેવામાં મનડું જોડોરે
હિંદ માતાના બંધન તોડો—સુણો
પહેરો પ્રેમે પનોતિ ખાદીરે
એમાં હિંદ તણી છે આબાદીરે

પરદેશી પહેર્યે બરબાદી—સુણો
રેંટીયા ઘરઘરમાં ચલાવોરે
કજીયા ને ટંટા અટકાવોરે
લાખો લક્ષ્મી લુંટતી બચાવો—સુણો
રેંટીયો મોઘવારી હઠાવેરે
જોર મરકી તણું ન ફાવેરે
દુઃખ દારિદ્ર દુર જાવે—સુણો
દુઃખીયાની આંતરડી ઠારોરે
મરેલાને વધુ ના મારોરે
રેંટીયાને ખાદીથી તારો—સુણો

## ગીત ૧૩ [ ખુને જીગર. ]

હથીયારે વિનાના હિંદ ઉપર ગોળીનું શું તોફાન
નિર્દોષ ઉપર સત્તાની ગોળી કરે કાયરનું કામ.
જલીયનવાલાના બાગે ડાયર દલડું નહી દાઝે
રે વજ્ર હૃદયના લાજે રે સત્તાનું શું ગુમાન
પોકાર સુણ્યો ના કાને સત્તાથી ચઢયો ગુમાને
કહે તોપ ચલાવો ચોટ હૃદન હચે હિંદીના પ્રાણ—હથી
હિંદીપર ગોળી છુટી બહેનોની લાજો લુંટી
બની ન્યાય અદાલત જુઠીરે લાવો શું લુખાં તાન—હથી
બાળકને બળથી બાંધે મારે ચોટ ચાબુકા ગાધે
પેટ ચલાવે થાનેરે આ હિંદ તણું અપમાન

મોડરેટ તજોને મસ્કા હવે નહિ બનોરે નકટા
તજો માન ચાદના ચટકારે હોય દેશતણું અભીમાન
હવે રેંટીઓ હિંદી કાંતો અસહકારી જો તું થાતો
મોહનનો મંત્ર એ સાચોરે ધર હિંદુ મુસલમાન
સુતરથી સ્વરાજ્ય આવે વળી જેલથી મુક્ત બનાવે
ગુલામીને એ હઠાવેરે ફરકે સ્વરાજય નીશાન

ગીત ૧૪ ( રાગ શૈદા તારો ખુબ છે દહાડોરે )

ગાંધી તારો ખુબ છે દહાડો રે ધોળી ધોળી ટોપીયો વાળો
ખાદીની ટોપી ખાદીનું પહેરણુ ખાદીના ધોતી અપાર
પૂણીથી તાર બનાવ્યો રેંટીએ કર્યો દેશ આબાદ—ગાં.
મહમદને શૌકતઅલી સાથે સંપી કર્યા સૌ એક
ઘણું જીવો કહું ઘણું જીવો કહું રાખી મનમાં ટેક.—ગાં.
ત્યાગ કર્યા સૌ સુખ સૈયાનાં બન્યા ફકીરને વેશ
દેશની ખાતર દુઃખ સહીને કરતા જઇ ઉપદેશ—ગાં.
ખાવા પીવાનું ભાન ન રાખ્યું રાખ્યો ન દંભ લગાર
પાર્લામેંન્ટને પૂરી ધ્રુજાવી ચેતાવ્યાં સૌ બાળ—ગાં.
બંગાળી બારવટીઆની સાથે મળીઆ જઈ મંદીર
વીલાયતીનો બાયકોટ કરીને થશે ખાદીના ચાર—ગાં.
જેલમાં મ્હેલ માનીને ચાલ્યા ચાલ્યા હસી મનમાંય
લેખ વિયોગના લખ્યા લલાટે તેતો ફળશે આંય—ગાં.
દારૂનો તો દાટજ વાળ્યો પીઠે પીકેટીંગ થાય.

ગવરમેન્ટી હાઈસ્કુલો આ જડા મૂળથી જાય—ગાં.
ગુજરાતમાં ઘણો ઘોર ચાલ્યો શોર મચાવ્યો દેશ
ઓગણીસે ઇઠોતેર આગળ પાછળમાં જઈ પેખ—ગાં.
પંજાબમાં પુરેપુરૂં ચલાવ્યું પુરો કર્યો પરદેશ
ઈંડીયામાં એકંદર સઘળે મંત્ર ચલાવ્યો પેસ—ગાં.
અમદાવાદની આખી પ્રજામાં નવું જીવન સંભળાય
રમખાણમાં જઈ મંત્ર ભણીને કરી શાંન્ત હરખાય—ગાં
ખેડામાંતો ખુબ ચલાવ્યું વસોએ વાળી દેખ
કરમસદ વાસી કે છે પ્રકાસી રાખે વિઠલભાઈ ટેક—ગાં
નામ લજાવી નાવા બેઠું નડીઆદ નંબર એક
પાઘડીના કુચા માથે ચઢાવી મહાલી રહ્યા છે છેક—ગાં.
ધર્મજ કંઈ કંઈ ધક્કા ખાતું સોજીત્રા સારૂ ગામ
ભાળી ભાળી ભાખરણું લખું જુઓ રોઠડા છે આમ—ગાં.
સ્વેત સફેદ આ ખાદી પોશાકથી જન ઘણાં હરખાય
તોપણ કેટલા ચકેડા ભાઈઓ મારગમાં અથડાય—ગાં.
વલવભાઈ રણસીંગુ વગાડી કહે છે ભણો સો ભૂલ
ભેગા થઇને ભણજો ભાઈઓ આપી અનેરાં મૂલ—ગાં.
ચપટી ચટદઇને વગાડી વેગ થકી દોડી જાવ
ભોળો આણંદજી એમ કહે છે રાગ શૈદાનો આ ગાવ—ગાં.

સમાપ્ત.